શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિશ્વરજીગ્રંથમાળા
ગ્રંથાંક ૧૪

# તીર્થયાત્રાનું વિમાન

અથવા

# શત્રુંજય તીર્થયાત્રા રહસ્ય.

---

લેખક:-
સદ્‌ગત યોગનિષ્ટ જૈનાચાર્ય શ્રીમદ્
બુદ્ધિસાગરસૂરિશ્વરજી

---

પ્રગટકર્ત્તા,
શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ.
હા. વકીલ મોહનલાલ હીમચંદ,
પાદરા.

---

તૃતીયાવૃત્તિ વિ. સં. ૧૯૮૬

કિંમત રૂ. ૦-૩-૦

આ પુસ્તકનુ પ્રસ્તુત આવૃત્તિમા એક રીતે રૂપા-
તર થયેલુ કહી શકાય મૂળ યાત્રા પ્રસગોએ ભક્તો
પર લખાયેલા ત્રણ પત્રોને પુસ્તકકારે છપાવી પત્રને
બદલે નિબધનુ સ્વરૂપ આપવામા આવ્યુ છે. આ
ગ્રન્થની પ્રથમ આવૃત્તિ વિ સ ૧૯૬૮ મા તથા
દ્વિતીય આવૃત્તિ વિ સ ૧૯૭૯ મા છપાવવામા આવી
હતી આ તૃતીય આવૃત્તિનુ મુદ્રણ પુસ્તકની લોક
પ્રિયતાનુ નિદર્શક છે

અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મડળ.

---

આ પુસ્તક પાદરા, નાદેરાશેરીમાં આવેલા પાદરા
સ્ટીમ પ્રિન્ટીગ પ્રેસમા શાહ મોહનલાલ
બાપુલાલે પ્રસિદ્ધ કર્તા માટે છાપ્યુ
તારીખ ૭-૩-૧૯૩૦

# પ્રસ્તાવના.

GIVE me my scallop-shell of quiet,
My staff of faith to walk upon,
My scrip of joy, immortal diet,
My bottle of salvation,
My gown of glory, hope's true gage;
And thus I'll take my pilgrimage.
Blood must be my body's balmer;
No other balm will there be given;
Whilst my soul, like quiet palmer,
Travelleth towards the land of heaven;
Over the silver mountains,
Where spring the nectar fountains;
There will I kiss
The bowl of bliss,
And drink mine everlasting fill
Upon every milken hill.
My soul will be a-dry before;
But, after, it will thirst no more.

*Raleigh.*

( મને મારી શાન્તિ રૂપી તપની આરો પ્રેમામ કાજે શ્રદ્ધાનો દંડ આપો આનંદની ઝોળી આપો અમરતાનું આર આપો સ્વતંત્રતાનું તુંબીપાત્ર આપો પ્રભાની કંથી આપો આશાની સાડી બાંધેથી આપો અને આમ હું મારી યાત્રાએ વિચરીશ

શોણિતજ મારી કાયાને સ્વાસ્થ્ય દેશે અન્ય વિશેષ નવું ત્યા કામ નથી ત્યારે મારો આત્મા સૌમ્ય યાત્રાળુની જેમ સ્વગભોમ તરફ વિહાર કરશે જ્યા અમૃતના ફુવારા ઉડે છે એવા રૂપેરી પહાડો ઉપર પરમસુખના પ્યાલીને હું ચૂમીશ, અને દૂધ જેવી ઝુમરીઓ પર શાશ્વત તૃપ્તિનું પાન કરીશ મારા આત્માને તો ત્યારનીવે પ્યાસ લાગી હશે પણ, પાણીથી, તે ત્યાંયે તરસ્યા થશે નહિ )

રેલે

૧ આટલા નાના પુસ્તકને માટે પ્રસ્તાવનાની આવશ્યકતા એકજ કારણસર સિદ્ધ થઇ શકે, અને તે મન્ય લેખકનું દૃષ્ટિબિન્દુ સમજવવાનું તે હેતુ પ્રમાણે નિમ્ન લિખિત અવલોકનના પ્રકાશમા પુસ્તકનું પઠન કરવામા આવશે તો લેખકનો આશય ઝટ સમજાશે

૨ પુસ્તકના લેખક ઘણી ઉચી પંક્તિના યોગી હતા છતા તેમનો કર્મયોગ અત્યંત તેજસ્વી અને પ્રખર

હતો આત્મોદ્ધારની સાથે વિશ્વોન્નતિ અને સમાજસેવાની ધગશથી તેમનુ જીવન સકળાયેલુ હતુ તેથીજ મનુષ્યો ના ધાર્મિક તેમજ વ્યવહારિક કાર્યોમા દગ્ગોચર થતા અનેક દૂષણો પર, વિષયાન્તરનો ભય રાખ્યા સિવાય, તેમણે યથોચિત પ્રહારો કર્યાં છે

૩ પ્રસ્તુત પુસ્તકનો વિષય અત્યત ઉપયોગી અને મનુષ્યમાત્રને સ્પર્શનારો છે તીર્થ અને યાત્રા કોઇપણ દેશ અને ધર્મના મનુષ્યને સામાન્ય છે મહા પુરૂષના જ્યા જ્યા પગલા થયાં, જ્યા જ્યા વિહાર થયો, જ્યા જ્યા જન્મ મરણ થયા એવા દરેક પ્રદેશને પુનિત ગણી જનતાએ સામાન્ય સ્થળોથી ઉચ્ચતર સ્થાન આપ્યુ છે છે ખાસકરીને એકાતમય રમણીય કુદરતી વનપ્રદેશ, મધુર ગુજારવ કરતા ઝરણાથી પ્રક્ષાલિત ગિરિપ્રદેશ કે એવાજ, આત્માને પ્રફુ‌‌‌‌‌‌‌‌‌‌‌‌‌‌લ્લ‍ન કરી શકે તેવા, સ્થાનકો તીર્થ માટે પસદ કરાયેલા હોય છે અને મૂર્તિપૂજક માનવજાત મહાપુરૂષના દેહાતરે તેમના સ્મરણોને તીર્થરૂપે યાવચ્ચંદ્રદિવાકરૌ પોતાના હૃદયપટમા તાજા રાખે એ તદ્દન નૈસર્ગીક છે જેરૂસલેમ અને મક્કા, કાશી અને સિદ્ધ ક્ષેત્ર આ પ્રકારની સ્મરણ મહિતાઓજ છે આ મહિતા–

ઓને પવિત્ર અને ગર્વિત રાખવા મનુષ્યોએ પોતાની અમૂલ્ય વસ્તુઓ ન્યોછાવર કરી દીધી છે, ગણુયો સંગ્રામ ખેડયા છે અમૂલ્ય ખજાનાઓ લુટાવ્યા છે અને કિંમતી જીવનો અર્પી દીધા છે આજ ઇતિહાસમાની કુરેરો અને આર્ય ઇતિહાસના સોમનાથ પાટણના યુદ્ધો મનુષ્ય પ્રેમની તીર્થ પ્રત્યેની દર્દભરી પ્રેમ ગાથા નહિતો બીજુ શુ છે?

૪ આવા સેકડો ભોગોથી રક્ષાયેલા અને ઉગ્ર રૂધિરથી પખાળાયેલા તીર્થો પ્રત્યેની આજના જમાનાની શુન્યવત્ બેદરકારી જોઇ આ ગ્રન્થકારના હ્રદયમા ચીરા પડે છે તીર્થ યાત્રાનો ખરો મર્મ ભૂલી અવળે માર્ગે ચાલતા યુગ પ્રવાહને રોકવા તે ક્ષણભર પ્રયત્ન કરે છે તેનુ પરિણામ તે આ "**તીર્થયાત્રાનુ વિમાન.**'

૫ તીર્થનો ખરો હેતુ ભુલી આજનો મનુષ્ય તીર્થના સ્થૂલદેહમા ગયે છે જગતના ઉપકારાર્થે સ્વર્ગમાથી પૃથ્વીપર ઉતરી આવનાર ગગાના આત્મભોગ અને સેવાધર્મના રૂપકને ત્યજી મનુષ્ય તેના જળસ્નાનમાજ મહત્તા સમજે છે સૂરજ કુડના નિર્મળ જળમા પ્રભુપૂજા

માટે દેહશુદ્ધિ કરવાને બદલે શ્રધ્ધાયેરો જૈન તેના સ્નાનમાત્રમા અવતાગની સફળતા સમજે છે આ વિશાળ ભોમ ઉપર અનેક પ્રકારના સ્થાવર જગમ તીર્થોને ભૂલી સ્થાવર તીર્થોની સ કુચિત ભાવનામાજ આજનો મનુષ્ય ઘૂમ્યા કરે છે શ્રીમદ્ બુધ્ધિસાગરજી આ વસ્તુસ્થિતિ પ્રત્યે અ ગુલી નિર્દેશ કરે છે. તેમના લખાણમાથી એકજ ધ્વનિ ઉઠે છે કે જે તીર્થો પ્રતિ ભરાતુ એક એક ડગનુ માનવીને ઉધ્ધારવાને સમર્થ છે એમ શાસ્ત્રો કહે છે તે તીર્થોની અનેક વાર યાત્રા કરતા છતા મનુષ્ય એક ડગલુ પણ આગળ વધતો નથી એ અસ બધ્ધતાનો મનુષ્ય જરા પણ વિચાર કરે છે? શાસ્ત્રો અને અનુભવ વચ્ચેનો આટલો મોટો ભેદ શુ સૂચવે છે? કાતો શાસ્ત્રો ખોટા છે, કાતો અનુભવયથાર્થ નથી પણ નહિ, બન્ને ખરા છે. અને શ્રીમદ્ સાચી યાત્રાનુ સ્વરૂપ સમજાવી આ દેખાતા ભેદ વચ્ચેનુ ગુઢ સામ્ય સમજાવી બન્નેની એકતાનુ ભાન કરાવે છે

૬ સમસ્ત પુસ્તકનો સારાશ તેઓ એકજ વાકયમા સમજાવે છે કે **હૃદયની શુદ્ધિ** એજ યાત્રાનો ખરો ઉદ્દેશ છે. આત્માને ઉચે ઉન્નતિ પથે આગળ ધપાવે તેટલેજ અ ગે અને તેજ યાત્રા સત્ય અને સત પુરૂષોએ

રખાયેલી છે અન્યથા ઉહાવેનો શ્રમ નિષ્ફળજ થાય છે અને યાત્રાની આ પરમ ભાવના સિધ્ધ કરવા અમુક પ્રકારનુ માનસ જોઇએ તેને અનુસરતા આચાર વિચાર જોઇએ મનુષ્યના ઘડતરમા સુદર ફાળો આપી ચારિત્રની ખીલવણ કરી ચિત્તશુધ્ધિને આણવામાં તીર્થયાત્રા મોટો ભાગ ભજવે છે પણ તે અમુક વિશિષ્ટ પ્રકારની વિચાર સરણી અને કાર્યસરણીને અનુગામી હોવાથી શ્રીમદે તથા પ્રકારની છતા વ્યવહારૂ માનસિક સ્થિતિ અને કરણી રાખવા ઉપદેશ દીધો છે આ દ્રષ્ટિએ શ્રીમદે આ પુસ્તકમા યાત્રિકની મનોભૂમિ કેવી હોવી જોઇએ તેની ચર્ચા કરેલી હોવાથી યાત્રાના પ્રાથમિક મૂળ સિધ્ધાંતોનીજ ચર્ચા કરીછે વેનુ વિશાળ અન્વેષણ કરતાં તો શ્રીમદે હજારો પૃષ્ઠો ભર્યાં હોત પણ આ સાદા આદિ સિધ્ધાંતોનેજ આજનો યાત્રાળુ ગળે ઉતારશે અને તીર્થને તેના યથાર્થ સ્વરૂપમા પીછાણશે તો અન્યક્ષેત્રોમાં કરેલા પાપને તીર્થક્ષેત્રમા દફનાવતા તેને વાર નહિ લાગે

૭ યાત્રાની લોકપ્રિયતા ચિરકાળથી ચાલતી આવી છે તેના સમર્થનમાં તેના અનેક ફાયદાઓ જનતાને સુપરિચિત છે આ પુસ્તકમાથી તેના થોડાક નીચે તા રી

મદદમા આવ્યા છે

૧ હૃદયશુદ્ધિ

૨ સસારની અનેક પ્રકારની ઉપાધિઓમાથી મુક્તિ

૩ મહાપુરૂષોના ચરિત્રોનુ સ્મરણ

૪ દેશ પરિક્રમ્મા અને અનુભવવૈવિ ય

૫ દેશ દેશના લોકાચારનુ જ્ઞાન

૬ અનેક મનુષ્યોના સમાગમને લીધે વિચારવ્યાપકતા

૭ શાન્તિમય રમણીય નૈસર્ગિક પ્રદેશનુ પર્યટન

૮ ગિરિ ગહ્વર અને કુદરતી વનપ્રદેશના ભવ્ય દર્શનથી આત્મસાધનપ્રાપ્તિ અને ચિત્ત સ્થિરતા

૯ તીર્થસ્થાને અનેક ત્યાગી વૈરાગી અને ગૃહસ્થ જનોનો સમાગમ

૧૦ ત્યાંના પવિત્ર વાતાવરણથી આત્મ ચિતનનો સહજ ઉપયોગ

૮ તીર્થ અને યાત્રાની ચર્ચા કરતા જૈનસમાજમા પ્રવૃત્ત અનેક ત્રુટિઓ અને દૂષણોની ચર્ચા શ્રીમદે કરી છે આ પુસ્તક છપાએ સૌન વર્ષ થયા તે વખતે જમાનો આજના ગના અનેક રીતે ભિન્ન હતો અત્યારે જૈનસમાજ જે સુધાર અને સગઠનના પ્રશ્નો ચર્ચી શકે છે તે વિષે એક

૯૨૬ ઉન્યાગના પ. તે વખતે કોઈ નહોતુ અને તમાયે આવુ વગ મા તો આ નવા વિચારશ નવરૂ ને ફરકરી હતી તેઓમાના કોઈ કોઈજ આવી વસ્તુ સ્થિતિ જોઈ શકયા હત અને ગણીની વ્યકિતઓજ તે વિષે એવી ગકતી હતી શ્રીમદ્ જ્નની દીર્ઘ દ્રષ્ટિથી સમાજના ધીકના પ્રવાહ તે વખતે જોઇ શકયા હતા તે વસ્તુની પ્રતીતિ હાલ આપણે કરી શકીયે છીએ વિસ્તાર કરીને પણ શ્રીમદે નિડરતાથી પોતાના વિચારો વ્યકત કર્યા છે પ્રસંગ સુધારક જેવા તેમના વિચારો ઉગ્ર છે તેના ઉચ્છેદક ભાવનુ તેમા નામ નિશાન પણ નથી આ ઉગ્રતા અને આ સંયમ આજના વાતાવરણમા ઉછરેલાને મહાન મદદ લાગશે પણ એ દશકા પહેલાની સ્થિતિમાં મુકનારા તેનુ તેમ સાચી રીતે સમજી શકાશે

૯ આટલુ ટુંક વિવેચન આ નાના પુસ્તક માટે બસ છે વાચક ઉપરોક્ત વસ્તુઓને અનુલક્ષી પુસ્તક વાંચશે તો કર્તાનો આશય સ્પષ્ટ થઈ જશે એમ આશા છે

ગુરૂચરણોપાસક

તા ૨૮ ૨-૩૦
પાદરા
નાગકુમાર મકાતી બી એ



ॐ

# તીર્થયાત્રાનું વિમાન

અથવા

# શત્રુંજય તીર્થયાત્રા રહસ્ય.

સ્થાવર તીર્થોમા સિદ્ધાચલની શ્રેષ્ઠતા ગણાય છે ત્યા જઇને જે કાર્ય કરવાનુ છે તે લક્ષ્યમા રાખવુ જોઇએ સિદ્ધાચલ જે નામ છે તેપણ એમ સૂચવે છે કે સિદ્ધાચલની યાત્રા ખરેખર પરમાત્માની પ્રાપ્તિ માટે હોવી જોઇએ **સિદ્ધાચલની યાત્રાનો મુખ્ય ઉદ્દેશ હૃદયની શુદ્ધિ માટે છે,** કારણકે સ્થાવર તીર્થોની યાત્રાથી હૃદયની શુદ્ધિ થાય છે, તેમા પણ વિવેક દૃષ્ટિથી તીર્થયાત્રાનુ જ્ઞાન કરીને યાત્રા કરવી જોઇએ **તિર્થની યાત્રા ભક્તિરૂપ છે.** તીર્થે જવાથી સસારની ઉપાધિ ભૂલાય છે, શરીર સુધરે છે, સસારના વિકલ્પ સકલ્પો

પ્રગટતા નથી, મહાત્મા પુરૂષોના જીવનચરિત્રો ન વારંવાર સ્મરણ થાય છે, ચાલવાથી શરીર કસાય છે, નવીન નવીન સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓનો સમાગમ થવાથી પરસ્પર ગુણોનો અદલો બદલો થાય છે, ચિત્તની સ્થિરતા થાય છે અને શરીરની આરોગ્યતા વધે છે, એમ બાહ્ય અને આન્તરિક પણ ફાયદા અનુભવાય છે

સિદ્ધાચલ તીર્થમા અનેક મુનિવરો મુક્તિ પામ્યા છે, અને તેમના શરીર, લેશ્યા, મનો-વર્ગણા વગેરે શુભ પુદ્ગલ સ્કંધો ત્યા છૂટ્યા છે મનોવર્ગણા જો એકજ ઠેકાણે રહે તો અસંખ્યાતા વર્ષ પર્યંત રહી શકે છે, તેથી તે નિયમ અનુસારે સિદ્ધાચલમા અનેક મહાત્માઓની શુભ મનોવર્ગણા હોવાનો સંબંધ ઘટે છે એ મનોવર્ગણાઓ યાત્રાળુ કે જેઓ શ્રદ્ધાવાસિત અંતઃકરણવાળા છે, તેઓને સારી અસર કરી શકે છે સામાન્ય મનુષ્યોની જે મનોવર્ગણાઓ

છે તેના કરતાં જેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે તેઓની મનોવર્ગણાઓ અનંત ગણી શુભ હોય છે, તેથી તેને જેઓ ગ્રહણ કરે છે તેઓ પણ શ્રદ્ધાદિ ગુણથી આસ્તિક બને છે તેમાં જરા માત્ર સંશય નથી. તીર્થના સ્થાનમાં જે જે મહાત્માઓએ શરીર છોડ્યાં હોય, તેઓનાં નામનું ત્યાં સ્મરણ થવાથી તેઓનાં ચરિત્રોની અસર યાત્રાળુના મનમાં વીજળીની પેઠે થાય છે. પ્રભુના ગુણોનું સ્મરણ તથા બહુ માન કરતાં તે તે ગુણોના સંસ્કારો યાત્રાળુના હૃદયમાં પડે છે, અને તે અમુક કાળે અમુક સંયોગે પ્રગટી શકે છે.

તીર્થ સ્થળ આ પ્રમાણે વિચારતાં દ્રવ્ય અને ભાવથી લાભપ્રદ છે, છતાં હાલમાં યાત્રાળુઓ તે સંબંધી યથાર્થ લાભ મેળવી શકતા નથી. કેટલાંક તીર્થના સ્થળે તો ગરીબ લોકો આજીવિકાના ગર્ભિત-ઉદ્દેશથી, યાત્રાના નામથી

પડ્યા રહે છે કેટલાક સાધુઓ તીર્થના સ્થળે યાત્રા માટે રહે છે અને ચતુર્માસી કરે છે, છતા પણ પહેલાના કરતા તેઓનુ જીવન ઉચ્ચ થયુ હોય એમ જણાતું નથી, પરંતુ કેટલાક સાધુઓ તો તીર્થના સ્થાનમા પડી રહી જિવ્હા ના રસિયા બની જાય છે કેટલાક ગૃહસ્થના સસર્ગવાળી ધર્મશાળામા રહી વ્રતોને પણ દૂષિત કરે છે કેટલાક સાધુઓ અન્ય સઘાડા ના સાધુઓની સાથે ક્લેશ કરતા જણાય છે, કેટલાક આહાર પાણીમા પણ દોષ લગાડે છે, કેટલાક ત્યા પડી રહેવાથી બહુ શિથિલ થઇ જાય છે, કેટલાક પરસ્પર સાધુઓની નિદાના ભાષણો શ્રાવકો આગળ કરતા જણાય છે કેટલાક તો કેવળ ઓઘ અધ શ્રદ્ધાથી તીર્થનુ સ્વરૂપ યથાર્થ જાણ્યા વિના ગુરૂઓથી છુટા પડી દ્રવ્યયાત્રા કરી સ્વચ્છદાચારે વર્તે છે કેટલાક અમુક શ્રાવકોને પોતાના બનાવી



તેઓને રજીત કરી પોતાના સઘાડાનુ ધામ જમાવે છે, કેટલાક ત્યાને ત્યા પડી રહી નિરકુશ બની જાય છે, કેટલાક તો ભડોગ ખાતામાથી પોતાનો હક જણાવી વસ્ત્ર, પાત્ર વગેરેને સગ્રહે છે આ રીતે કેટલીક સાધ્વીઓ પણ ત્યા શિથિલ બની જાય છે અને આહાર પાણીમા લાગતા દોષનુ ભાન પણ રાખતી નથી કેટલીક સાધ્વીઓ દોષવાળા વસ્ત્ર, પાત્ર, ગ્રહણ કરે છે, કેટલીક સાધ્વીઓ પોતાની ગુરૂણીઓથી છુટી પડી ત્યા આવી વાસ કરે છે, કેટલીક સાધ્વીઓને તો ધર્મશાળાઓમા ઉતરવાનુ ન મળવાથી ધર્મશાળાના મહેતાને શ્રાવિકાઓ પાસેથી પૈસા અપાવીને વસતિને સેવવી પડે છે કેટલીક સાધ્વીઓ મૈત્રી ભાવના ને ઠેકાણે ઇર્ષ્યા ભાવના ખીલવતી જોવામા આવે છે, કેટલીક સાધ્વીઓ સાધુઓને પણ વદન કરતી નથી કેટલીક પરસ્પર નિદા તથા કલેશ

કરે છે કેટલાક બગભક્ત શ્રાવકો ત્યાં ઉપર ઉપર થી યાત્રાનો ઢોંગ કરી આજીવિકા અર્થે ઉદ્યમ કરતા જણાય છે. કેટલાક શ્રાવકો કુકર્મના પાશમાં પણ સપડાતા જણાય છે. કેટલીક શ્રાવિકાઓ પણ પોતાનાં આચરણ ને સુધારતી હોય એમ જણાતું નથી એકજ ધર્મશાળામાં કે જ્યાં બ્રહ્મચર્યને પણ દુષણ લાગે તેવી જગ્યાએ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા વગેરે રહેતાં જણાય છે. કેટલાક શ્રાવકો અને શ્રાવિકાઓ તો સાધુ આદિ માટે જાણી જોઇ આહાર પાણી તૈયાર કરાવતાં હોય એમ જણાય છે. કેટલાક શ્રાવકો સાધુ અને સાધ્વીઓ માટે દવાખાનાં મંડાવી આધાકર્મી ઔષધોને ઉન્નતિ આપતા હોય એમ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં જણાય છે. કેટલાક સાધુઓ સંઘાડા અને ગચ્છ તથા ક્રિયાના ભેદે તીર્થ ઉપર પણ એક બીજાને થોભવંદન કરતા જણાતા નથી. કેટલાક તો ઉપર ઉપરથી પ્રેમ દેખાડે છે અને

અન્તરમા ગતી નાખી બીજાનુ ઠાસગ કાઢી નાખે છે તીર્થ ભૂમિમા વસેલા શ્રાવકોના હૃદય તરફ જોઇએ તો તીર્થનુ સેવન તેઓને બરાબર અસર કરી શક્યુ નથી એમ જણાઇ આવે છે આવા અનેક દોષોના દેખવાથી તીર્થની યાત્રા બીજાઓના હૃદય ઉપર અસર કરી શકતી નથી, એમ યાત્રાળુને શકા થાય તે બનવા યોગ્ય છે આ બાબતમા જણાવવાનુ કે **જે ઓઘ શ્રદ્ધાથી યાત્રાઓ કરે છે અને જેઓને આત્મજ્ઞાન તરફ રૂચિ નથી તેઓને યથાર્થ અસર થઇ શકતી નથી.** જેમ ઔષધ પણ તેની વિધિ પ્રમાણે ભક્ષણ કરનારને ફળ આપી શકે છે, તેમ તીર્થનુ સેવન પણ વિધિ પ્રમાણે જ્ઞાનથી સમજીને કરનારના હૃદયની શુદ્ધિ કરી શકે છે

બાળજીવો યાત્રા કરીને બાહ્યની નિરૂપાધિક દશા તથા શરીરની આરોગ્યતા તથા ઓઘ

સ્તુતિ આદિનો લાભ મેળવી શકે, પણ આત્માની જોઈએ તે પ્રમાણમાં ઉચ્ચતા કરી શકે નહિ, કારણ કે તીર્થ શું અને તીર્થની યાત્રા કેવી રીતે કરવી તે દ્રવ્ય અને ભાવથી તેઓ યથાર્થ જાણી શકતા નથી. જ્ઞાનીઓ દ્રવ્ય અને ભાવયાત્રાનું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સ્વરૂપ સમજે છે, તેથી તેઓ આત્માની શુદ્ધ પરિણતિ ખીલે તેવી રીતે સ્થાવર તીર્થની યાત્રા કરી શકે છે, અને શુદ્ધ પરિણામની ધારાને ક્ષણે ક્ષણે વધારે છે. જ્ઞાનીઓજ ખરેખરો સ્થાવર તીર્થની યાત્રાનો લાભ મેળવી શકે છે. જેમ જેમ જ્ઞાનની ઉચ્ચતા તેમ તેમ સ્થાવર તીર્થની યાત્રાનો લાભ પણ વિશેષ મેળવી શકાય છે.

જ્ઞાનપૂર્વક શ્રદ્ધાળુ બનેલા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા સ્થાવર તીર્થને નિમિત્ત રૂપે ધારે છે અને પોતાના આત્માની શુદ્ધ

પરિણતિને ઉપાદાનપણે તીર્થ જાણે છે, તેથી સ્થાવર યાત્રાથી તેઓના હૃદયની શુદ્ધિ થાય છે ચાર પ્રકારની ભાવના ખીલે છે, રાગ અને દ્વેષની મદતા થતી જાય છે, શુદ્ધ પરિણતિમા રૂદ્ધિ થાય તેટલો વાસ કરી અન્યત્ર વિહાર કરે છે તીર્થના સ્થાને પણ દોષ લાગે તેવા ઉપાશ્રયમાં જ્ઞાની સાધુ–સાધ્વીઓ વાસ કરતા નથી તીર્થના સ્થાનને તેઓ ઘર રૂપે બનાવી દોષિત આહાર પાણી લેઈ શિથિલાચારી બની જતા નથી જ્ઞાની સાધુ હોય છે તે તો સમજે છે કે સ્થાવર તીર્થ સિદ્ધાચલ છે અને જગમ તીર્થ સાધુઓ આદિ સઘ છે, માટે ફક્ત સ્થાવર તીર્થમાજ સર્વ પ્રકારની તીર્થબુદ્ધિ નાખી શકતા નથી

જ્ઞાની સાધુઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ માટે ઉપાદાન અને નિમિત્ત કારણની યથાયોગ્ય અપેક્ષા જાણી યાત્રા કરે છે આત્મા

બિમુખતા સાધવાને માટે યાત્રા કરવાની છે એમ જ્ઞાની મહાત્માઓ કહે છે તીર્થના સ્થાને આ માની સ્થિરતા રહે ત્યાં સુધી સદા આત્મા ત્યાં વાસ કરે છે સ્થાવર તીર્થમાં વિશેષત ઉપાધિમાં ન પડતાં આત્માની ઉન્નતિના વિચારો કરવા

## શ્રી સિદ્ધાચલ વગેરે સ્થાવર તીર્થોની યાત્રા કરતાં યાત્રાળુઓએ નીચેના સદ્‍ગુણો પ્રાપ્ત કરવા જોઇએ.

### પ્રથમ દયા અને સત્ય.

સર્વ ગુણોની પેદા કરનારી દયા છે દયા વિના ધર્મ નથી સર્વ ધર્મરૂપ વૃક્ષો દયારૂપ નદીના કાંઠે ઉગી શકે છે જ્યાં દયા નથી ત્યાં ધર્મ નથી, ધર્મની માતા દયા છે યાત્રાળુઓએ સર્વ જીવો ઉપર યથાશક્તિ દયા

કરવી. જે જે સાંસારિક કાર્યો કરવાં તે જયણા રાખી કરવાં. કોઈ પણ જીવની હિંસા ન થાય તેવા પરિણામ ધારણ કરવા. કોઈ જીવનું ભૂંડું કરવાનો તથા તેનો નાશ કરવાનો વિચાર કરવો નહિ.

યાત્રાળુઓએ સત્ય બોલવું જોઇએ. જેઓ યાત્રા કરે છે અને જુઠું બોલે છે તેઓ પોતાના આત્માને પવિત્ર કરી શકતા નથી. યાત્રાળુએ સમજવું જોઇએ કે અનુપાન વિના ખાધેલું ઔષધ જેમ ગુણકારી થતું નથી તેમ **સત્ય બોલ્યા વિના તીર્થ યાત્રા સફળ થતી નથી.** યાત્રા કરીને પણ મનમાં એમ ચિંતવવું જોઇએ કે યાત્રાનું ફળ સત્યવક્તા થવું તેજ છે, અને જો તે ફળ પ્રાપ્ત ન કર્યું તો વિશેષ કર્યું કહેવાય નહિ. સત્ય એ મહાન ધર્મ છે, સત્ય બોલી શકતો નથી તે ખરો યાત્રાળુ બની શકતો નથી.

## ચોરીનો ત્યાગ.

યાત્રાળુઓએ ચોરીનું વ્યસન ત્યાગ કરવું જોઇએ. ચોરી કરનારને અનેક પ્રકાર ના પાપ પ્રાપ્ત થાય છે, ચોરી કરનારનુ મન ચંચળ રહે છે, યાત્રાના સ્થળે જઇ પ્રતિજ્ઞા કરવી કે હવે હુ કદાપી પ્રાણ પડે તોપણ ચોરી કરીશ નહિ, કરાવીશ નહિ અને જે કરતા હશે તેની અનુમોદના કરીશ નહિ તીર્થના સ્થળે કેટલાક યાત્રાળુના નામે ચોરી કરનાર રહે છે, તેઓ ભદ્રિક જીવોને લુટે છે અને યાત્રા પણ કરે છે, તેવાની સદ્દગતિ થતી નથી તીર્થની યાત્રા કર્યા બાદ જે મનુષ્ય ચોરી કરે છે તે ખરેખર તીર્થયાત્રાના મુખ્ય હેતુને અમલમા મૂકતો નથી

## વ્યભીચારનો ત્યાગ.

યાત્રાળુઓએ વ્યભિચાર દોષનો ત્યાગ

કરવો જોઇએ. કેટલાક પામર જીવો તો તીર્થના સ્થળોમાં એકાંત મળવાથી વ્યાભિચરિ દોષને સેવે છે અન્ય ઠેકાણે કરેલા પાપ તીર્થમા જઇ છોડી શકાય છે પણ તીર્થમા જઇ પાપ કરવામા આવે તો વજ્ર લેપ સમાન થઈ પડે છે યાત્રાળુઓએ તીર્થના સ્થાનમાં કોઈના ઉપર કુદષ્ટિથી જોવું નહિ, તેમજ તીર્થના સ્થળે જઈ પ્રતિજ્ઞા કરવી કે આજથી હુ વ્યાભિચાર દોષનો ત્યાગ કરીશ, અને પ્રાણ પડે તોપણ વ્યભિચાર દોષને સેવીશ નહિ, આ પ્રમાણે પ્રતિજ્ઞા કરવી જોઇએ. કેટલાક તો મનમા એમ ચિતવે છે કે વ્યભિચાર દોષ સેવીશુ પણ એક વખત તીર્થની યાત્રા કરી આવીશુ એટલે લાગેલું સર્વ જાતનુ પાપ ધોવાઇ જશે. પુન વ્યભિચાર સેવીશું તોપણુ તીર્થની એક બે યાત્રાઓ કરીશું એ મેં પાછા પવિત્ર થઈ જઇશું. આવી કુબ

કરનારાઓ પાપ કરે છે વળી તીર્થમા જઇ
સાધુ અને સાધ્વીઓને સારી રીતે અહા-
પાણી વહોરાવીશુ એટલે પાપ ધોવાઇ જશે,
પુન જો ઘેર આવી પાપ કરીશુ તો ત્યા જઇ
યાત્રા કરીશું, તથા સાધુઓ વગેરેને વહોરાવીશુ
એટલે નિર્મળ બની જઇશુ આવી કુયુક્તિવાળી
બુધ્ધિથી જેઓ યાત્રા કરે છે તેઓ યથાર્થ
લાભને મેળવી શકતા નથી તીર્થના સ્થાનમા
જઇ તીર્થકરો વગેરેના ગુણો ... મારી મનમા
ચિતવવુ કે હે ચેતન ! ... તો અરે
કે તીર્થકરોએ બ્રહ્મચર્ય ... સારા ગુણો
ધારણ કર્યા હતા, ... સૌભાગ્ય
ગુણ પરિપૂર્ણ ખી-
ઓલિચાર આદિ દો
તીર્થયા ... છ
વિના ... વાર્તા
રૂપને ...

બ્રહ્મચર્યનો યોગ્યતા પ્રમાણે અમુક સ્થિતિએ ગુણ ગ્રહણ કરવો વિશેષ બ્રહ્મચર્ય સબધી આગળ કહેવાશે

## परिग्रहनी ममतानो त्याग.

યાત્રાળુઓએ પરિગ્રહની મમતાનો ત્યાગ કરવો જોઇએ યાત્રાળુઓએ ધનાદિની મૂર્છાનો ત્યાગ કરવો જોઇએ જે મે વ્યાપાર કરીને ધન સપાદન કર્યું છે તે મારી પાસે છતા તેના ઉપરથી મમત્વ ભાવનો ત્યાગ કરૂ છુ હુ ધનને યથાશક્તિ વિવેક રાખી સાત ક્ષેત્રમા વાપરીશ એવ ભાવના કરવી પાપથી પેદા કરેલી લક્ષ્મીને ધર્મની ઉન્નતિ થાય તેવા માર્ગમા વાપરવી જોઇએ કેટલાક નામના થાય અને કીર્તિનો ફેલાવો થાય ત્યાં લક્ષ્મી ખર્ચે છે, પણ તે યોગ્ય નથી કેટલાક જૂના દેરાસર નાશ પામતા હોય તો પણ પોતાનુ નામ અમર રહેવા માટે નવીન

દેરાસર બનાવે છે, પણ તેમા દ્રવ્ય ક્ષેત્ર કાળ
અને ભાવનો વિચાર કરવો ઘટે છે જીર્ણ દેરાસર
સમરાવવામા વિશેષ લાભ છે એમ સમજી લક્ષ્મી
નો તેવા માર્ગે સદુપયોગ કરવો ઘટે છે જે
જમાનામા સર્વ ધર્મવાળાઓની સાથે હરિફાઇ
કરવાનો વખત હોય તે સમયે જમાનાનો ઓળ
ખ્યા વિના ગાડરીઆ પ્રવાહની પેઠે લક્ષ્મી
ખર્ચવામા આવે તો વિશેષ લાભ પ્રાપ્ત થતો
નથી, તેમ જૈનોની ઉન્નતિ પણ થઇ શકતી
નથી હાલ જ્ઞાન તરફ વિશેષ લક્ષ આપવુ
યોગ્ય છે ભરેલામા ભરવું એ ન્યાય અગીકાર
કરવા કરતા ગીતાર્થ જ્ઞાની ગુરૂને પુછી જૈન
ધર્મોન્નતિમા ધનનો વ્યય કરવો કેટલાક
તીર્થોના સ્થાને ધર્મશાળાઓ બધાવવામા ઘણી
લક્ષ્મી ખર્ચે છે, પણ તેઓ જો તીર્થસ્થાને
અન્ય ગુરૂકુળની પેઠે જૈન ગુરૂકુળ સ્થાપવામા
લક્ષ્મી ખર્ચે તો તેથી અનત ગણો લાભ પ્રાપ્ત

કરી શકે

## व्यसननो त्याग.

યાત્રાળુઓએ અફીણ, હોકો, ગાંજો, ચડ્ડો, દારૂ વગેરે વ્યસનનો ત્યાગ કરવો જોઇએ યાત્રાળુની ફરજ છે કે દુર્વ્યસનનો ત્યાગ કરવો જોઇએ જે તીર્થંકર ભગવાનોની યાત્રા કરવાને જઇએ છીએ તે તીર્થંકરોએ તો પૂર્વોક્ત વ્યસનોનો ત્યાગ કર્યો હતો, અને જ્યારે તેઓ એ વ્યસનોનો ત્યાગ કર્યો ત્યારે પૂજ્યપણાને પામ્યા આપણે તેઓના પગલે ચાલીએ છીએ, તેઓની યાત્રા કરીએ છીએ, તો ખરેખર આપણે હવે આજથી સર્વ પ્રકારના વ્યસનોનો ત્યાગ કરવો, એમ યાત્રાળુઓએ મનમા નિશ્ચય કરવો-તીર્થંકરોની યાત્રા કરવી છે અને તીર્થંકરોની પેઠે ચાલવુ નહી એ કેમ બની શકે? તીર્થંકરોની પેઠે વર્તવા માટે તીર્થંકરોના

ગ્રગ્રજીથી પવિત્ર થએલ તીર્થની યાત્રા કર વાની છે, એ ખાસ મૂળઉદ્દેશ ભૂલવો ન જોઇએ કેટલાક તીર્થના સ્થળે સોગટાબાજી રમે છે, જુગાર ખેલે છે, તથા અફીણ વગેરેના વ્યસનો સેવે છે, તેઓએ પોતાની ભૂલ સમજી તીર્થ સ્થળમા પવિત્રથવા પ્રયત્ન કરવો જોઇએ જેનામાં આટલા વ્યસનો ત્યાગ કરવાની શક્તિ નથી તે સકળ કર્મનો ક્ષય કરીને પરમાત્મપદ મેળવવાને શી રીતે અધિકારી બની શકે? પરમાત્મપદ મેળવવાને માટે જે યાત્રાળુઓ આટલા સામાન્ય વ્યસનોનો પણ ત્યાગ કરી શકતા નથી, તેઓ પ્રભુની પેઠે કાયાનુ અર્પણ શી રીતે કરી શકશે? અલબત તેવા યાત્રાળુઓ પરમાત્મપદને માટે ખરેખરા આત્મભોગી બન્યા નથી એમ સમજવું દુર્વ્યસનોનો ત્યાગ કરવાથી યાત્રાની સાફલ્યતા થાય છે

---



જ્ઞાન, દર્શન અને ચારિત્રનું સમર્પણ કરે છે. એક મહાન્ વિદ્વાન સાધુ સેંકડો ગ્રંથ લખી શકે, હજારોને ભણાવી શકે, દરરોજ હજારો મનુષ્યોને વ્યાખ્યાન-ભાષણ-સંભળાવે, અર્થાત દરરોજની કોન્ફરન્સ ભરી શકે, હજારો પોઠશાળાઓ સ્થાપી શકે. પંચ મહાવ્રત પાળે તેની આખી જીંદગી જૈનધર્મની સેવામાં જ જાય છે. હજારો વિદ્વાન સાધુઓ થાય તો ગામો ગામ ફરીને લાખો મનુષ્યોને જૈનધર્મી બનાવી શકે, માટે સાધુઓને દરેક કાર્યમાં શ્રાવક ભક્તોએ મદદ કરવી જોઈએ.

## साधुओए शुं करवुं जोइए.

ગચ્છના કદાગ્રહથી વિદ્વાન સાધુઓએ લઢી મરવું જોઈએ નહિં. અન્ય ધર્મીઓને ઉપદેશ આપી જૈન બનાવવા જોઈએ. શ્રીરત્નપ્રભસૂરિએ લાખો રજપૂતોને જૈન બનાવ્યા,
દાઢ વા[illegible]પૂત વિગેરેને જૈન ૦ ..

હેમચંદ્રાચાર્યે શ્રી કુમારપાલ રાજાને જૈન બનાવ્યો, તેમ હાલના કાળમાં પ્રાય કેટલા વિદ્વાન અને વિશાલ દૃષ્ટિવાળા સાધુઓ વિના અન્ય સાધુઓનું લક્ષ આ તરફ જતુ જણાતું નથી, તેઓ તો ફક્ત પોતાનો સઘાડો અને તેની ક્રિયામાજ જૈન ધ માની પોતાના ઓટલા શ્રાવકોને સભાળી રાખવા, પોતાના ઉપાશ્રયોમા અન્ય સાધુઓ પ્રવેશ ન કરે તે માટે તને જાળવી રાખવા, એટલામાજ પોતાના જીવનની સાફલ્યતા માને છે ઘણા વિદ્વાન સાધુઓ આવી ટુક દૃષ્ટિ રાખી જે શ્રાવકોને પોતપોતાના ભક્તો બનાવવા પ્રયત્ન કરે તો એક બીજામા કલેશ થાય કોઇ સાધુ બીજા સાધુઓએ જે કહેલું હોય તેને કુયુક્તિથી ઉત્થાપી પોતાનો રાગી બનાવે, ત્યારે સામો સાધુ તેને ફેરવવા પેલા સાધુના ઉપર એક બે દુષણો ચઢાવે સાધુઓ પોતપોતાના ભક્ત તરીકે સદાકાળ શ્રાવકો રહે



તે માટે ક્રિયાઓમા કાંઈ ફેરફાર કરે, આ પ્રમાણે ક્રિયાઓમાં ફેરફાર થવાથી શ્રાવકો પોતપોતાના ગુરૂઓને ઉતરવા માટે જુદા જુદા ઉપાશ્રય કરે, અને તેમાં દશ દશ હાથને છેટે, જુદા જુદા સાધુઓ પોતપોતાનો પક્ષ સાચવવા ઉપદેશમાં બધી વિદ્વતા વાપરે, તો તેઓમા જૈનધર્મનું ખરૂં અભિમાન નથી એમ ગણાય તેમજ તેઓની જીંદગી પરોપકાર માટે નથી એમ પણ કહી શકાય તેઓ જૈનધર્મમાં ભેદોના પાડનારા ખેરખા તરીકે ભલે કહેવાય, પણ જૈનધર્મ નીં ખરી-પરિપૂર્ણ સેવા બજાવનાર તરીકે ગણાય નહિ હાલના કાળમા સાધુઓ જો વિશાળ દૃષ્ટિ નહિ રાખે તો જૈનધર્મનો ફેલાવો નહિ થાય, કેમકે એક તરફ આર્યસમાજીઓનો જુસ્સો અને તેઓનો ઉપદેશ, બીજી તરફ સનાતન વેદાન્તીઓનો ભગીરથ પ્રયાસ અને ઉપદેશ એક તરફ થીઓસોફીકલ સોસાઇટીના વિદ્વાનોને

પ્રયાસ, એક તરફ ક્રીશ્ચિન પાદરીઓને પ્રયાસ અને તેઓની ઉપદેશકળા, અને એક તરફ આવા જૈન સાધુઓ, વળી જે જૈન સાધુઓ, વિદ્વાનો તરીકે ગણાતા હોય તેઓ પણ પરસ્પર એક બીજાનુ પાણી પીવામા પણ જાણે વગ્લાઇ જતા હોય તેવી પ્રવૃત્તિ કરે, એ કેટલુ બધુ દુઃખ દાયિનું જ્ઞાન!!! એક શહેરમા એક વિદ્વાન્ સાધુ ઉપદેશ આપે તો બીજો સાધુ એમ ચિતવે કે હાય! હા! લોકો બધા તેના રાગી થઈ જશે, એમ ચિતવી ત્યા જઇ ઉપદેશ આપી પેલા વિદ્વાન સાધુનુ જોર નરમ પાડવા પ્રયત્ન કરે, ઇત્યાદિ પ્રકારે સાકડી લૈદદષ્ટિની ભાવનામા અધ બની જવાથી જૈન ધર્મની જાહો જલાલી થઇ શકતી નથી, અને સાધુ જીવન જોઇએ તેવુ ગાળી શકાતુ નથી, સ્વપરના ઉપકાર પણ થતો નથી જમાનાને અનુસરી સાધુઓએ ભેદભાવનો ત્યાગ કરી જૈનધર્મનો ફેલાવો કરવા

ઉઠી જાય છે માર્ગમા જતા કેટલાકે સાધુ તથા સાધ્વીઓને પગે પણ લાગતા નથી કેટના, સાધુઓ અને સાધ્વીઓ ગાળાગાળી સુધી આવી જાય છે હો બન્ધુઓ ! આવા સાધુઓ તીર્થની પવિત્ર યાત્રાનો લાભ લઇ શકે ? જે સાધુઓ અને સાધ્વીઓ આવા સ્થળે કલેશ અને નિન્દાદિ દોષથી દૂર રહે છે તેઓને ધન્યવાદ ઘટે છે "મન ચંગા તો કથરોટમા ગંગા" આ કહેવતનો લાભ લઇ તીર્થના સ્થળોમા નિન્દા અને કલેશથી તદ્દન દૂર રહેવુ, અને તીર્થની યાત્રા કરી પ્રતિજ્ઞા કરવી કે આજથી હુ હવે કદાપિ કોઈની સાથે બનતા પ્રયાસે કલેશ કરીશ નહિ નિન્દા કરનાર પોતે મલીન બને છે અને જેઓની નિન્દા કરે છે તેઓને પોતાના શત્રુઓ બનાવે છે, તેથી પોતે જાગી જોઇને કલેશના બી વાવે છે તીર્થંકરો એ નિન્દા અને કલેશનો સર્વથા ત્યાગ કર્યો તેથી તેઓની સ્પર્શેલી ભૂમિ પણ તીર્થરૂપે

ગણાય છે, તો આપણે પણ તીર્થંકરોના પગલે ચાલી કલેશ અને નિંદાનો ત્યાગ કરવો જોઇએ

## परोपकार.

તીર્થંકરો અને મુનિઓએ જગતના ઉપર મોટો ઉપકાર કર્યો છે તેઓ મહા ઉપકારી હતા, તેથી તેઓના ચરણકમલ વડે જે જે સ્થાનો સ્પર્શાયાં તે પણ તીર્થરૂપ થયા. તેવા સ્થાને જઇ તીર્થંકરોના પગલે ચાલી આપણે પણ પરોપકાર કરતાં શીખવું જોઇએ સર્વ જીવોના પ્રાણ બચાવવા, તેમને જે જે સંકટ પડે તેમાંથી ઉગારવા-બચાવવા, તેઓના આત્માની ઉન્નતિ અર્થે બોધ આપવો, તેઓનામા રહેલા દુર્ગુણો ટાળવા માટે પ્રયત્ન કરવો, અન્ન, વસ્ત્ર, પાત્ર, વિદ્યા, ઔષધ, આત્મજ્ઞાન વિગેરેથી ઉપકાર કરવા કદી ચુકવું નહિ. દરરોજ થોડો પણ ઉપકાર કરવો જોઇએ, દીન અને

દુઃખીઓની દયા પ્રથમ કરવી જોઇએ. જેમ જેમ પરોપકારનો વિસ્તાર થાય છે, તેમ તેમ જૈન ધર્મનો પણ વિસ્તાર થાય છે. **परोपकाराय संतां विभूतयः** પરોપકારને માટે સત્પુરૂષોની વિભૂતિઓ છે. આપણે જેવી રીતે બીજાના ઉપકારોનું ફળ ગ્રહણ કરીએ છીએ, તેવી રીતે આપણને પણ જે જે શક્તિઓ પ્રાપ્ત થઈ હોય તેનાથી અન્યોને ઉપકાર કરવો જોઇએ. સર્વ તીર્થંકરોને કેવળજ્ઞાન થાય છે ત્યારે, તેઓ ફક્ત બીજાના ભલા માટે દેશના દે છે અને કરોડો મનુષ્યોને તારે છે, માટે આપણે પણ પરોપકાર કરવો જોઇએ. યાત્રાળુઓએ તીર્થોની યાત્રા કરી અવશ્ય આ ગુણની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ. જેનામાં પરોપકાર નથી તેનો જન્મ નિરર્થક છે. અસાર એવા સંસારમાં પરોપકાર સમાન કોઇ ઉત્તમ કર્ત્તવ્ય નથી. પશુ, પંખી અને વૃક્ષો પણ પરોપકારને માટે દે...

ધારણ કરે છે, ત્યારે મનુષ્યોએ તો વિશેષત પરોપકારનુ સેવન કરવુ જોઇએ

## સુપાત્રદાન.

સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જ્ઞાન, જીર્ણોદ્ધાર અને ચૈત્ય એ સાત ક્ષેત્ર કહેવાય છે એ સાત ક્ષેત્રમ દાન કરવું જોઇએ સાધુ અને સાધ્વીઓ જો ન હોય તો ધર્મનો નાશ થાય ગામો ગામ ફરીને ક્ષુધા, તૃષા તાપ વિગેરે મોટા સકટો વેઠીને, તેમજ જૈનધર્મની સેવા માટે પ્રાણની આહુતિ આપીને, સાધુઓ અને સાધ્વીઓ જૈનધર્મનો ફેલાવો કરે છે, માટે સાધુ અને સાધ્વીઓને વસ્ત્ર, પાત્ર, વસતિ, પુસ્તક, અન્ન, પાન, ઔષધ વિગેરેનુ દાન કરવુ જોઇએ કારણ્થી કરતા વિદ્વાન્ એવા સાધુઓ જૈનધર્મ માટે ઘણું કરી શકે છે શ્રી તીર્થંકર ભગવાને સઘની સ્થાપના કરી તેમા સાધુઓને મુખ્ય ગણ્યા સાધૂવિણ નહિ સઘો સાધુઓ વિના સઘ નથી સાધુઓ

## ક્લેશ ત્યાગ.

યાત્રાળુઓએ તીર્થસ્થળોમાં જઈ કલેશ કરવો નહિ. તીર્થની યાત્રા કર્યા પહેલાં ઘરમાં, કુટુંબમાં, વ્યાપાર વિગેરે બાબતોના કારણે અનેક મનુષ્યોની સાથે કલેશ કર્યો હોય તેનો સ્થિર ચિત્તથી પશ્ચાત્તાપ કરવો, જે જે જીવોની સાથે કલેશ થયો હોય તેઓને ખમાવવા, જ્યાં સુધી કલેશ કરવાની પ્રવૃત્તિ છે ત્યાં સુધી હૃદયની શુદ્ધિ થતી નથી. તીર્થમાં કોઈની સાથે કલેશ થાય એમ બોલવું નહિ, કોઇની નિંદા કરવી નહિ, કોઇનું મર્મ હણાય એવું ખરાબ વચન બોલવું નહિ, દાસ દાસીઓને પણ કલેશથી ધમકાવવા નહિ. પૂજા વિગેરે બાબતો માટે પણ કલેશ કરવો નહિ. કલેશથી મનમાં ક્રોધાદિ અનેક દુર્ગુણો પ્રગટે છે અને તેથી યાત્રાના ફળનો પણ નાશ થાય છે. કલેશથી પોતાનું અહિત થાય છે અને સામા મનુષ્યોનું પણ

અહિત થાય છે તીર્થના સ્થાનમા કાઈ પણ જીવોની નિદા કરવી નહિ કારણ કે કલેશ, નિદા વિગેરે દોષોનો ત્યાગ કરવાને માટે તો તીર્થની યાત્રા કરવાની છે તેથી તીર્થમા ગયા બાદ કલેશ, નિદાને જલાજલિ અપવી જોઇએ પ્રભુએ કલેશ અને નિદા દોષનો ત્યાગ કર્યો હતો, તે પ્રમાણે મારે પણ દોષનો ત્યાગ કરવો જોઇએ ઘર કરતા પણ તીર્થોના સ્થળોમા સાધુ સાધુઓમા, સાધ્વી સાધ્વીઓમા તેમજ શ્રાવક અને શ્રાવિકામા, પરસ્પરની નિદા અત્યત થતી હોય તો સમજવુ કે તીર્થ યાત્રાનો શુદ્ધ ઉદ્દેશ સમજ્યા વિના યાત્રાળુઓ પવિત્ર થવા માગે છે, પણ તે શી રીતે થઇ શકે ! જ્યા નિદા અને કલેશનુ સ્વપ્ન પણ ન જોઇએ, ત્યા નિદા અને કલેશની ધમાલ ચાલતી હોય તો તીર્થની યાત્રા કરનારાઓની પવિત્રતા-શુદ્ધતા શી રીતે રહી શકે, તે વિચારવુ જોઇએ કલેશ અને

નિંદાખોર યાત્રાળુઓ તીર્થમાં રહેલા મનોવર્ગ બુદ્ધિ શુભ પુદ્ગલ સ્કંધોને પણ અપવિત્ર કરી તીર્થનું સ્થાન બગાડે છે, પોતે બગડે છે અને બીજાઓને બગાડે છે એવા કલેશથી યાત્રાળુઓ પોતે તરતા નથી અને બીજાઓને તારવા સમર્થ થતા નથી કેટલાક જુદા જુદા સંઘાડાના સાધુઓ તીર્થના સ્થળોમાં પોતાના સંઘાડાની જાહોજલાલી બતાવવા અન્ય સાધુઓની અધમતા ગણાય તેવી રીતે નિંદાદિ કરવામાં પ્રવૃત્તિ કરે છે, સાધ્વીઓમાં પણ તેવી નિંદા થતી જોવામાં આવે છે તીર્થના સ્થળોમાં કલેશ અને નિંદાદી દોષો વધી જવાનું મુખ્ય કારણ તો એ છે કે ત્યાં ઘણા સંઘાડાના સાધુ તથા સાધ્વીઓ ભેગા થાય છે અને ત્યાં પણ જુદા જુદા સ્થાનો શ્રાવકોને રાગી કરી જમાવે છે પોતાનું જમાવવા બીજાની [illegible] કર્યા કરે છે શ્રાવકો પણ

જુદા સાધુઓના રાગી થઈ નિંદા અને કલેશમા ખચાય છે, અને મનમા જાણે છે કે પાપ લાગશે તે એક યાત્રા કરીને ધોઈ નાખીશું. આ પ્રમાણે કુબુદ્ધિને લીધે કલેશ અને નિંદાનો અંત આવતો નથી કેટલીક ધર્મશાળાના મેહેતાઓ પણ જે સાધુ અને સાધ્વીઓથી પોતાને ખાનગીમાં કોઈપણ રીતે આવક થાય તેને ઉતારો આપે છે એમ સમજાય છે બીજાના કેટલાક એવા મેહેતાઓ પણ કલેશ અને નિંદામા પોતાનું જીવન અપવિત્ર કરે છે ઉપર ઉપરથી તીર્થની યાત્રા થાય છે પણ કલેશ અને નિંદા તો ઉલટા પુષ્ટતાને પામે છે, ત્યારે પ્રભુના તીર્થની યાત્રાની સાફલ્યતા શી રીતે થઈ શકે ? કેટલાક સાધુઓ તો " તીર્થના સ્થળમા અમારી પાસે તો પાપ આવી શકે નહિ " એમ જાણીને તે સ્થળે નિંદા અને કલેશનો નાશ કરવા કાંઈ પણ પ્રવૃત્તિ કરતા નથી, તેથી ઘણા શ્રાવક અને શ્રાવિકાઓનો ભાવ



માટે યાહોમ કરી ઝુકાવવું જોઇએ. એક બીજાનાં છિદ્ર જોવાં, એક બીજાને મળવા છતાં પણ વન્દના ન કરવી, ઇત્યાદિ દુર્ગુણોનો ત્યાગ કરી સર્વે સંપીને જૈનતત્ત્વોને ફેલાવવા પ્રયત્ન કરવો જોઇએ. જે સાધુઓ વિશાલ દૃષ્ટિવાળા છે, વિદ્વાન છે, દેશકાળને ઓળખનાર છે, ગચ્છના ભેદની ક્રિયામાં ક્લેશ ન કરતાં જૈનતત્ત્વોનો ઉપદેશ દેનાર છે, તેવા સાધુઓને ધર્મને માટે ખુબ સહાય આપવી તે અત્યંત ફાયદાકારક છે. બીજા સાધુઓને પણ વિદ્વાન બનાવવા ઉદ્યમ કરવો અને સહાય્ય આપવી, તેમજ સર્વ પ્રકારની ભાષા ભણવા માટે, સર્વ દર્શનોના તત્ત્વ જાણવા માટે, જૈનધર્મની ઉન્નતિ માટે સાધ્વીઓને પણ યથાયોગ્ય જ્ઞાનદાન આપવું જોઇએ. જે સ્ત્રીઓ કેળવાયલી હોય, વિદ્વાન હોય, ધર્માભિમાની હોય, વ્રત પાળવામાં શૂરવીર હોય, જૈનધર્મનો જ્યાં ત્યાં ઉપદેશ દઈ શકે, સ્ત્રીવર્ગને

સુધારી શકે, મોટા ગ્રંથો લખી શકે, સ્ત્રી વર્ગને સભા ભરી ભાષણો આપી શકે, તેવી સ્ત્રીઓને સાધ્વીઓ બનાવવાની અત્યંત જરૂર છે જે સ્ત્રીઓ વિધવા થઈ હોય તેઓએ વિદ્વાન થઈ પોતાની જીંદગીનો ભોગ ધર્મના માટે આપવા સાધ્વીઓ થવું જોઇએ ધર્મની હરિફાઇ ના જમાનામાં ઉત્તમ કેળવાયલી અને બહાદુર સાધ્વીઓની જરૂર છે, તેવી સાધ્વીઓ કરવા માટે અત્યંત પ્રયત્ન કરવો જેમ જેમ વિદુષી એવી ઉત્તમ સાધ્વીઓ તૈયાર થશે તેમ તેમ જૈન ધર્મનો ફેલાવો થશે, માટે ઉત્તમ સાધ્વીઓ થનારને તન, મન અને ધનથી મદદ કરવી સાધ્વીઓ ઉત્તમ પાત્ર કહેવાય છે, માટે બહુ-માન ભક્તિથી તેઓને દાનથી પોષવા અને ત વર્ગની વૃદ્ધિ કરવી ઉત્તમ વિદ્વાન વિશાલ દૃષ્ટિવાળા ધર્માભિમાની એવા સાધુઓ તથા સાધ્વીઓને દાન આપવું, તેઓની ભક્તિ કરવી

સાધુઓ અને સાધ્વીઓએ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ જો તેઓ અધ્યાત્મજ્ઞાનમા પ્રવેશ કરશે તો, સામાન્ય ગચ્છભેદોની ક્રિયાઓથી ક્લેશ કરશે નહિ અને સપીને રહેશે, માટે સાધુઓ અને સાધ્વીઓને જ્ઞાન ભણવામા અત્યત મદદ કરવી, કારણ કે તેઓએ જૈનધર્મને માટે આખી જીદગી અર્પણ કરી છે

શ્રાવક અને શ્રાવિકાઓને જ્ઞાનદાન આપ-વાની અત્યંત જરૂર છે. તેઓને ભક્તિ અને બહુમાનથી દાન આપવુ જોઇએ, કેટલાક દયા-ભાન લાવીને દાન આપ છે, તેઓ દાનનુ સ્વરૂપ સમજતા નથી.

શ્રાવક અને શ્રાવિકાઓ બાર વ્રત પાળે છે, સમ્યક્ત્વને ગ્રહણ કરે છે શ્રાવક અને શ્રાવિકાઓથી સાધુ સાધ્વીઓની ભક્તિ થાય છે. શ્રાવક અને શ્રાવિકાઓથી જૈનધર્મનો [illegible] થા [illegible] ક્ષેત્રનુ રક્ષણ કરી શકે

તેઓની અવશ્ય ઉન્નતિ કરવી જોઇએ. પ્રથમના શ્રાવકો અને શ્રાવિકાઓ જૈન-ધર્મનો ફેલાવો કરવા પ્રયત્ન કરતા હતા, હાલમા કેટલાક ધનાઢ્ય પણ અજ્ઞ એવા શ્રાવક અને શ્રાવિકાઓ તીર્થોની યાત્રા કરવા જાય છે, પણ દેવગુરૂ અને ધર્મનુ સ્વરૂપ જાણતા નથી ઇશ્વરે જગત બનાવ્યુ છે, ઇત્યાદિ વાતોને માને છે અને જૈન કહેવરાવે છે તીર્થોમા જઇ પ્રભુની પ્રતિમા આગળ કેવી રીતે સ્તુતિ કરવી, તે પણ બરાબર જાણતા નથી તેવા અજ્ઞાન શ્રાવકોને પુછીએ કે તમારા શરીરમા આત્મા ક્યા ઠેકાણે રહ્યો છે? અને આત્માનો બનાવનાર કોણ? ત્યારે ઉત્તરમા કહેશે કે હૃદયમા આત્મા રહ્યો છે અને તેનો બનાવનાર પરમેશ્વર છે તીર્થકરોને પણ પરમેશ્વરે બનાવ્યા, એમ અજ્ઞપણાથી કહી દે છે, વા તીર્થંકરોએ આપણને બનાવ્યા એવુ કહી દે છે અહો! આ જગતમા

તેઓ જે ધર્મ પાળે છે તેમા શુ રહસ્ય છે ! તેને પણુ કેટલાક શ્રાવકો અને શ્રાવિકાઓ જાણુતા નથી મૂર્ખ શ્રાવકો અને શ્રાવિકાઓ તીર્થમા જઇને કેવા પ્રકારની પ્રભુની સ્તુતિ કરશે તે વિચારવા જેવુ છે તેઓ એટલુ તો જાણે છે કે તીર્થે જવાથી બધા પાપ જતા રહે, પણુ કેવી રીતે વર્તવાથી પાર જતા રહે તે બાબતની ગુરૂઓને પૃચ્છા પણુ કરતા નથી તીર્થસ્થાનમા રહેલા ગુરૂઓ પાસેથી તત્ત્વ-જ્ઞાનનો બોધ લેવો તે વાત પણ અજ્ઞ શ્રાવકો ને રૂચતી નથી અને તેઓ વિધિપૂર્વક યાત્રા પણુ કરી શકતા નથી એક જ્ઞાની પુરૂષ તીર્થ યાત્રામા જેવા શુદ્ધ પરિણામ રાખી શકે છે, તેવા પરિણામને મૂર્ખ યાત્રાળુ રાખી શકે નહિ, એ બનવા યોગ્ય છે, માટે મૂર્ખતાનો નાશ કરી તીર્થયાત્રાનો સમ્યક્ લાભ લેવો જોઇએ

જે ... શ્રાવિકાઓ

પ્રમાણમાં જૈનધર્મનાં તત્ત્વ જાણી શકતાં નથી, તેઓ જૈનધર્મથી ભ્રષ્ટ થાય છે. દશાશ્રીમાળી જ્ઞાતિના વણિકો વસ્તુપાળ અને તેજપાળના વંશના છે, પણ જૈનધર્મને બરોબર ન જાણવાથી મિથ્યાત્વીઓના ઉપદેશથી તેમાંના કેટલાક સ્વામિનારાયણીયા બની ગયા, અને કેટલાક વૈષ્ણવ બની ગયા. કાઠીયાવાડમાં કેટલાક વિશાશ્રીમાળી વણિકો પણ સ્વામિનારાયણનો ધર્મ પાળે છે. સ્વામિનારાયણને ઉત્પન્ન થયાં લગભગ સો વર્ષ થયાં, તે પહેલાં તેઓ જૈનધર્મી હતા, પણ જૈન-ધર્મનાં તત્ત્વ જાણતા નહોતા અને ઉપર ઉપરથી જૈનધર્મ ફક્ત નામનો પાળતા હતા, તેથી બોટાદ વગેરેમાં કેટલાક સ્વામીનારાયણીયા બની ગયા છે, અજમેરમાં ઘણા ઓશવાળનાં ઘર જૈનધર્મ જ્ઞાનના અભાવે વેદાન્તીયોના ઉપદે-શથી વેદ ધર્મમાં ગયાં છે. ઉદેપુરના એક આગેવાનનું ઘર પણ જૈન તત્ત્વજ્ઞાનના અભાવે વૈષ્ણવ બની ગયું છે. વડોદરા વગેરેમાં કેટલાક



દશાશ્રીમાળી શ્રાવકો હાલમાં થોડા વર્ષથી જૈન તત્ત્વજ્ઞાન જાણવાના અભાવે મેશ્રી અર્થાત્ વૈષ્ણવ બની ગયા છે, તેઓના બાપદાદાઓ જૈની હતા. મહેસાણા અને વિજાપુરમાં દશા દેશાવાળ તથા પોરવાડો પ્રથમ જૈનો હતા, ઘણા વખત પહેલાં તેઓના બાપદાદાઓ જૈનો હતા અને તેઓનાં બંધાવેલાં જૈન મંદિરો પણ છે; પરંતુ જૈનધર્મનું તત્ત્વજ્ઞાન જાણવાના અભાવે હાલ વૈષ્ણવો બની ગયા છે. વડનગરમાં હાલમાં કેટલાક વૈષ્ણવ વણિકો છે તેઓના બાપદાદાઓ જૈનધર્મી હતા. પચાસ વર્ષ પહેલાં કેટલાક જૈન પણ વૈષ્ણવી કહેવાતાઓને ગોસાંઇજીના આચાર્યે ફરજ પાડી કે જો તમો જૈનધર્મ પાળશો તો તમને કોઇ કન્યા આપશે નહિ, ત્યારે તે જૈનો અમદાવાદમાં પ્રેમાભાઇ શેઠ વગેરેને મળ્યા અને કહ્યું કે અમારી સાથે જૈનોની કોઇ ન્યાત જો કન્યાવ્યવહાર કરે તો

અમો કંઈ ન બાધીએ, પણ ધર્મના અભિમા નથી દુર રહેલામાથી કોઇએ તેઓનો અવાજ સાભળ્યો નહિ, અને અંતે તેઓએ કઠી બાંધી લીધી, તે વખતમા ગોરજીઓ તેમજ સવેગી સાધુઓ હતા, પણ તેઓએ કઈ કર્યું નહિ, આ વૃત્તાત સાભળી અમારી આખમાથી અશ્રુની ધારા છુટે છે **સાધુઓ પોતાના ગચ્છની ક્રિયાઓમાં જરા ભેદ પડે તો ધમાધમ કરી મૂકે, પણ શ્રાવકનાં કુળનાં કુળ જૈનધર્મ ત્યાગી અન્ય ધર્મમાં જાય તેને માટે બિલકુલ લક્ષ આપે નહિ, તે કેવી રીતે જૈનધર્મના રક્ષકો ગણી શકાય?** હજી પણ જૈનોની આખો ઉઘડતી નથી, તેનુ કારણ એ છે કે તેઓ જૈનધર્મના તત્ત્વોને બરાબર જાણતા નથી, તેથી ધર્મશૂરથી હીન બનેલા દેખાય છે

સુરતમા વૈષ્ણવોની કાન્ફરન્સ સ ૧૯૬૬



ની નાવમા ભગઇ હતી, તે વખતે એક વૈષ્ણુવ બોલ્યો હતો કે, શકરમતના અનુયાયીઓ અનાગ ઉપર દ્વેષ ધરે છે તે યોગ્ય નથી, કારણ કે અમારા આચાર્યે કઇ શકરાચાર્યના મતવાળા ઓને વૈષ્ણુવ બનાવ્યા નથી, **પણ સખ્યાબંધ જૈનીઓને વૈષ્ણુવો બનાવ્યા છે,** તેથી ઉલટુ તેઓએ અન્યોને વેદધર્મમા લાવી ઉદ્ધાર કર્યો છે જૈન શ્રાવકો !! 'વિચારો'!!! તમો મૂર્ખ રહ્યા અને **તમારાં છોકરાંઓને જૈનધર્મનું જ્ઞાન આપ્યુ નહિ, તેનુ આ પરિણામ આવ્યુ.** હાલમા જે વૈષ્ણુવો કહેવાય છે તે મોટા ભાગે અસલમાં જૈનો હતા ચાવીશ લાખ વૈષ્ણુવોની સખ્યા કહેવાય છે તેઓ પૂર્વે જૈનો હતા, તે તેઓ પોતેજ ઘણાખરા કબુલ કરે છે પૂર્વે બ્રાહ્મણોનો મોટો ભાગ જૈનધર્મ પાળતો હતો તેઓ પણ વેદધર્મ પાળવા લાગ્યા છે પૂર્વાચાર્યોના વખતમા બ્રાહ્મણોને જૈનો કરે

હતા અને તેઓ ભોજકો-સેવકો-વિગેરે કહેવાય છે, તેઓ જૈન જ્ઞાન પ્રાપ્ત કરીને ગામે ગામ ગાઈને જૈનોને ધર્મમા દઢ કરતા હતા, તેઓનામાં પણ હાલ કેટલાક અન્ય ધર્મ પાળવા લાગ્યા છે અને જૈનધર્મથી પરાઙ્મુખ થયા છે. માળવા વગેરે ઠેકાણે પણ પહેલા જૈનો હતા એવા કેટલાક વણિકો હાલ અન્ય ધર્મમા દાખલ થયા છે મુરશીદાબાદમાં જગત્ શેઠનું કુટુંબ પચાશ વર્ષ ઉપર જૈનધર્મી હતું, તેઓના બાપદાદાઓએ બંધાવેલાં દેરાસર મોજુદ છે, છતાં સાંભળવામાં આવે છે કે, તેઓના કેટલાક વંશજો હાલ વૈષ્ણવધર્મમાં દાખલ થયા છે, કર્ણાટક વગેરેમાં પૂર્વે હજાર વર્ષ પહેલાં ઘણા જૈનો હતા પણ રામાનુજ આચાર્ય અને શંકરાચાર્યના જોરથી તેઓમાંનો મોટો ભાગ વૈષ્ણવ અને શૈવ બની ગયો. પંડિત રાજેન્દ્રનાથે પોતાના બનાવેલા ' ભારતીયમત દર્પણ '



નામના પુસ્તકમાં લખ્યું છે કે, જૈનોની વસ્તિ વિક્રમ સંવત્ પહેલાં ચાલીશ કરોડ મનુષ્યો ની હતી. જૈન બંધુઓ ! ! ! વિચારો કે આટલી બધી વસ્તિ ઘટીને ચૌદ લાખની રહી તેમાં તમારો દોષ છે કે નહિ ? રામાનુજ તથા શંકરાચાર્યના અનુયાયીઓએ ઘણા જૈન રાજા ઓને ફેરવી નાંખ્યા તે વાત ઇતિહાસથી સાબીત થાય છે. પહેલાં આગ્રા વગેરેમાં અગ્રવાલ વગેરે વણિકો જૈન હતા, પણ હાલ તેનો ઘણો ખરો ભાગ કેટલાક સૈકાથી વૈષ્ણવ-વેદધર્મી-બની ગયો છે. લાલા લજપતરાય કે જેનુ કુટુંબ સો વર્ષ પહેલાં જૈન હતું, તેનાજ કુટુંબીઓ હાલ વેદધર્મી સાંભળવામાં આવે છે. વડોદરામાં શ્રેયઃસાધકઅધિકારીવર્ગમાં દાખલ થએલા છોટા-લાલ જીવણલાલનું કુટુંબ સ્થાનકવાસી જૈન હતું, પણ તેઓ નૃસિંહાચાર્યના સમાગમથી વેદ ધર્મી બની ગયા હતા, તેમની માતા અને

વડુ જૈની હતા, પણ તેઓને સમજાવી વેદધર્મમા દાખલ કર્યા અહો! જૈન બધુઓ! જાગો!! અને જરા આખ ઉઘાડો! તમારા હૃદયમા કેમ ડમડમાટ ઉત્પન્ન થતો નથી? તમને જૈનધર્મનું જ્ઞાન હોત તો વિજળીની પેઠે હૃદયમા અસર થયા વિના રહેત નહિ, તેમજ તમારી આખમાથી અશ્રુની ધારા છૂટયા વિના રહેત નહિ તમારા બાપદાદાના વશજો અન્ય ધર્મમા દાખલ થાય છે, અફસોસ! અફસોસ! જો તમોએ ગુરૂઓ પાસે જૈનતત્ત્વનું જ્ઞાન લીધુ હોત તો આવો ખરાબ બનાવ બનત નહિ, હજી પણ આવા બનાવો બનતા જાય છે, સુરતમા એક જૈન આર્યસમાજી થયો છે એમ સભળાય છે, અને એક જૈન પત્રકાર સુરતમા સ્વામીનારાયણનો ધર્મ પાળે છે, આનુ કારણ શોધીએ તો માલુમ પડે છે કે, જૈનધર્મનું જ્ઞાન બાલ્યાવસ્થાથી આપવામા ન આવ્યુ તેજ હેતુ છે

અમદાવાદમા કેટલાક કળવાયલા જૈનો થીઓ-સોફીકલ સોસાયટીમા દાખલ થયા છે, તેઓ-માના કેટલાક તો એમ કહે છે કે જૈનોની મુક્તિ કદી અમોને પ્રાપ્ત થશે નહિ, કેટલાક તો એમ માને છે કે પરમેશ્વરે આ જગત બનાવ્યુ છે અને પરમેશ્વર તરફથી કેટલાક મહાત્માઓ જુદી જુદી બાબતોનો ઉપદેશ આપવા અવતાર ધારણ કરે છે તીર્થંકરો બુદ્ધ-ઇશુ-નનુ વગેરે સર્વ મહાત્માઓ તીબેટની પેલી તરફ એક પહાડ છે ત્યા ભેગા થાય છે, અને જુદી જુદી કોમમા ઉપદેશ આપના અવતારો લે છ તીર્થંકરો પણ પરમેશ્વર તરફના મોકલેલા મહાત્માઓ છે, આવી તેમની અન્તઃકરણની માન્યતા છે એમ સાભળ્યુ છે, અને ઉપરથી જૈન ધર્મ પ્રમાણે પૂજા કરતા દેખાય છે, પરતુ અન્તરમા તો પરમેશ્વરે આ જગત બનાવ્યુ છે એવી શ્રદ્ધા હોય એમ સાભળ્યુ

છે, સત્ય તો જ્ઞાની જાણે જૈનોએ સમજવુ કે બાલ્યાવસ્થામાજ જૈનધર્મના તત્ત્વોનુ જ્ઞાન જૈન બાળકોને આપવામા નહિ આવે તો કેળવાયેલો ઘણો ખરો ભાગ અન્ય ધર્મમિત્ર મંડળો વગેરેમા દાખલ થઈ અન્તે જૈનધર્મથી પતિત થશે શ્રાવક કોમમા પણ અન્ય ધર્મીનો ધર્મ માનનારા ઘણા થશે, ત્યારે તમારૂ કંઈ પણ જોર ચાલશે નહીં અને અન્તે સંઘની વ્યવસ્થા બગડી જશે અનેક પ્રકારના શાસ્ત્ર જાણ્યા વિનાનો શ્રાવક (જૈન સંઘ) પોતેજ જૈન તત્ત્વથી અજ્ઞાન છે, તો બીજાઓને બોધ આપી ખરા જૈનો ક્યાથી બનાવી શકશે ? જૈનોનો શ્રાવક સમુદાય તરીકે કહેવાતો અને કેટલા ઈંગ્લીશ ભાષા ભણેલો, એવો કેળવાયેલો વર્ગ અનેક મિથ્યા પુસ્તકો વાચી નાસ્તિક બનશે એવી શકા રહે છે, માટે હવે તો જૈનતત્ત્વ-જ્ઞાન આપીનેજ ખરા જૈનો બનાવવા જોઈએ

જૈનતત્ત્વજ્ઞાન જાણતા નથી એવા શ્રાવક જૈનો પોતે તત્ત્વ સમજતા નથી, પણ ગાડરીયા પ્રવાહ ની પેઠે ધર્મની ક્રિયાઓ કરે છે ઉપર ઉપરથી ધર્મ આચાર સાચવે છે પણ તેઓ જ્ઞાનના અભાવે સમ્યકૃત્વ પમાડી શકતા નથી અજ્ઞ એવા શ્રાવક અને શ્રાવિકાઓ ધર્મનુ સ્વરૂપ જાણે નહિ તો તેઓને તીર્થનુ ખરૂ જ્ઞાન ક્યાંથી થઇ શકે? અલબત થઇ શકે નહિ ઉપર ઉપરના આચારવાળા (કુળાચારને લઇને) જે જૈનો છે તેઓને તેરાપંથીઓ ભરમાવીને તેરા પંથી બનાવે છે, અને એવા શ્રાવકોની સ્થિતિ માટીના ખીલાની પેઠે રહે છે, તેથી તેઓ સમ્યક્ત્વના અભાવે મુક્તિ પામતા નથી અને અન્યોને પમાડી શકતા નથી હરેક ધર્મના આગેવાનો પોતપોતાના ધર્મ તત્ત્વોનો ફેલાવો કરવા, મંડળો–કોન્ફરન્સો ભરે છે અને ધર્મ–તત્ત્વની વાત ચર્ચે છે, જ્યારે જૈનોની કોન્ફ–

છે, સત્ય તો જ્ઞાની જાણે. જૈનોએ સમજવું કે બાલ્યાવસ્થામાંજ જૈનધર્મના તત્ત્વોનું જ્ઞાન જૈન બાળકોને આપવામાં નહિ આવે તો કેળવાયલો ઘણો ખરો ભાગ અન્ય ધર્મમિશ્ર-મંડળો વગેરેમાં દાખલ થઈ અન્તે જૈનધર્મથી પતિત થશે. શ્રાવક કોમમાં પણ અન્ય ધર્મીનો ધર્મ માનનારા ઘણા થશે, ત્યારે તમારૂ કંઈ પણ જોર ચાલશે નહીં અને અન્તે સંઘની વ્યવસ્થા બગડી જશે. અનેક પ્રકારનાં શાસ્ત્ર જાણ્યા વિનાનો શ્રાવક (જૈન સંઘ) પોતેજ જૈન તત્ત્વથી અજ્ઞાન છે, તો બીજાઓને બોધ આપી ખરા જૈનો કયાંથી બનાવી શકશે ? જૈનોનો શ્રાવક સમુદાય તરીકે કહેવાતો અને ફક્ત ઈંગ્લીશ ભાષા ભણેલો, એવો કેળવાયલો વર્ગ અનેક મિથ્યા પુસ્તકો વાંચી નાસ્તિક બનશે એવી શંકા રહે છે, માટે હવે તો જૈનતત્ત્વ-જ્ઞાન આપીનેજ ખરા જૈનો બનાવવા જોઇએ.

જૈનતત્ત્વજ્ઞાન જાણતા નથી એવા શ્રાવક જૈનો પોતે તત્ત્વ સમજતા નથી, પણ ગાડરીયા પ્રવાહ ની પેઠે ધર્મની ક્રિયાઓ કરે છે ઉપર ઉપરથી ધર્મ આચાર સાચવે છે પણ તેઓ જ્ઞાનના અભાવે સમ્યક્‌ત્વ પમાડી શકતા નથી અજ્ઞ એવા શ્રાવક અને શ્રાવિકાઓ ધર્મનુ સ્વરૂપ જાણે નહિ તો તેઓને તીર્થનુ અરૂ જ્ઞાન ક્યાથી થઇ શકે? અલબત થઇ શકે નહિ ઉપર ઉપરના આચારવાળા (કુળાચારને લઇને) જે જૈનો છે તેઓને તેરાપથીઓ ભરમાવીને તેરા પથી બનાવે છે, અરે રે! એવા શ્રાવકોની સ્થિતિ માગીના ખીલાની પેઠે રહે છે, તેથી તેઓ સમ્કૂત્વના અભાવે મુક્તિ પામતા નથી અને અન્યોને પમાડી શકતા નથી દરેક ધર્મના આગેવાનો પોતપોતાના ધર્મ તત્ત્વોનો ફેલાવો કરવા, મંડળો-કોન્ફરન્સો ભરે છે અને ધર્મ-તત્ત્વની વાત ચર્ચે છે, જ્યારે જૈનોની કોન્ફ-

રન્સ ભરાય છે, તેમા જૈન ધર્મ શુ છે? બીજા ધર્મો કરતા કેવી રીતે ઉત્તમ છે? તે સંબંધી ના ખાસ ભાષણુ થતા નથી, ફકત જીર્ણોદ્ધાર તથા પીંછાની ટોપીઓ પહેરવી નહિ, ચામડા નાં પુઠાં રાખવા નહિ, એવા કેટલાક ઠરાવો થાય છે, પણ જૈનધર્મના તત્વોનો ફેલાવો થાય, જૈનધર્મ શુ છે, કેવી રીતે અન્યોને જૈન બનાવવા, તે સંબધી વિશેષ બોલવામા અગર કરવામાં આવતુ જોઇએ. કોન્ફરન્સના કેટલાક ઠરાવો સ્તુત્ય છે, પણ હજી જે કરવુ જોઇએ તે થતું નથી કોન્ફરન્સ તરફથી કેળવણી માટે મદદ ફંડ ચાલે છે, તેમાંથી જે જૈનધર્મનું તત્વજ્ઞાન લે અને જેને જૈન ધર્મની પૂર્ણશ્રદ્ધા હોય, તેને સારી રીતે વ્યવહારિક વિદ્યા ભણતાં પણ મદદ કરવી, જૈનોને ધર્મ પાળવાની બુદ્ધિથી મદદ આપવી જોઇએ. કેટલેક ઠેકાણે કોન્ફરન્સ તરફથી પાઠશાળાઓને મદદ આપવામાં આવે છે અને

ત્યાં ભણતા વિદ્યાર્થીઓ પાંચ પ્રતિક્રમણનો અભ્યાસ કરે છે, તો પણ જૈનતત્વ જ્ઞાન શું છે? તેને જાણી શકતા નથી, જેથી અન્ય ધર્મ કરતાં જૈન ધર્મ કેવી રીતે શ્રેષ્ઠ છે તે સંબંધી બરાબર સમજી શકતા નથી. આવી પોપટીયા કેળવણી મોટપણમાં જૈનધર્મની શ્રદ્ધામાં અંતઃકરણથી શી વૃદ્ધિ કરી શકે? તે સમજાતું નથી. આર્યસમાજીઓ પોતાના સિદ્ધાંતો અને આચારોની સાથે અન્યધર્મના સિદ્ધાંતોનો મુકાબલો કરાવી આર્ય વિદ્યાર્થીઓને ધાર્મિક કેળવણી એવી તો ધર્માભિમાની આપે છે કે, એક એક આર્યસમાજી પોતાના ધર્મને માટે તન, મન અને ધન અર્પણ કરે છે, અને પોતાનો ધર્મ વધારવા મન, વાણી અને કાયાનો ભોગ આપે છે. જૈનોને જૈન ગુરૂઓની પાસે જૈનધર્મના તત્વોનું જ્ઞાન અધિકાર પ્રમાણે થતું જાય અને અન્યધર્મોના સિદ્ધાંતોની ન્યૂનતા

સમજાતી જાય અને જૈનધર્માભિમાન વધતુ જાય એવી રીતે ધાર્મિક જ્ઞાન અપાવુ જોઇએ શ્રદ્ધાવિનાના ભાડુતી અન્યધર્મી શિક્ષકોની પાસે જ્ઞાન અપાવવાથી ઉલટા જૈન શ્રાવકો ધર્મથી ભ્રષ્ટ થતા જાય છે જૈનતત્વજ્ઞાનની સાથે અન્ય ધર્મના તત્વનો મુકાબલો કરાવી જૈન ધર્મનુ શિક્ષણ આપવાથી જૈન-ધર્મની પરિપૂર્ણ શ્રદ્ધા થાય છે, અને એવા જ્ઞાનથી બનેલા જૈનો પોતાનું તન મન, ધન, ધર્મને માટે અર્પણ કરે છે. ધર્મનુ જ્ઞાન પામેલા શ્રાવકોજ કંઈ કરી શકશે, ભલે ધનાઢ્ય હોય પણ જેને જૈનધર્મનુ જ્ઞાન ન હોય, તે અન્યોને જૈન બનાવી શકતો નથી જૈનધર્મના જ્ઞાન વિના શ્રાવકપણુ પાસ થઇ શકે નહિ માટે શ્રાવકોએ અવશ્ય જૈનધર્મનુ જ્ઞાન સંપાદન કરવુ જોઇએ કાશીની જૈન પાઠશાળા હાલ સારી રીતે ચાલે છે

મેસાણાની પાઠશાળામાં અપાતું શિક્ષણ જમાનાને અનુસરી જોઈએ તે પ્રમાણમાં ઉપયોગી જણાતું નથી. આર્યસમાજીઓના ગુરૂકુળની પેઠે જૈનોમાં એક મોટું ગુરૂકુળ સ્થપાય તો વ્યવહારિક અને ધાર્મિક બંને પ્રકારની કેળવણીનું ઉચ્ચ જ્ઞાન મળે, પણ જૈનોમાં હજી આ બાબતના વિચારો જોઈએ તે પ્રમાણમાં સ્ફુર્યા નથી. કેળવાયલા શ્રાવક વર્ગમાંથી કોઈ આત્મભોગ આપે તો આ મહાન કાર્ય પ્રારંભી શકાય. પ્રથમ તો ગુરૂકુળની યોજના, તેનું સ્થાન, તેને ચલાવનાર યોગ્ય જૈનો, ધનનું ફંડ એ ચાર વ્યવસ્થા પરિપૂર્ણ થાય તો જેવા આર્યસમાજીઓ ધર્માભિમાની વેદધર્મી વિદ્યાર્થીઓ ઉત્પન્ન કરે છે અને બળવાન્ બનાવે છે, તેવા જૈન વિદ્યાર્થીઓ જૈનો પણ બનાવવા ભાગ્યશાળી થાય, મને ખાત્રી છે કે આવી જૈનગુરૂકુળ જેવી મહાન્ સંસ્થા થયા વિના શ્રાવકોમાં ધર્મનો જુસ્સો પ્રગટવાનો

નથી ધર્મવિનાની કેળવણીનુ શિક્ષણ જૈન ધર્મીઓને ધર્મના અંગે કંઇપણ લાભકારક નથી, માટે ધાર્મિક સાથે વ્યવહારિક શિક્ષણ આપવુ જોઇએ આવી સંસ્થામા ઉછેલા સાધુઓ થાય તો પણ એક સાધુ સો સાધુ જેટલુ કાર્ય કરી શકે અને જૈનધર્મની જાહોજલાલીના કિરણોનો પ્રકાશ થાય નવો જુસ્સો આવ્યા વિના જૈનોનુ ભાગ્ય ઉદય પામી શકશે નહિ અન્ય ધર્મીઓની હરીફાઇમા જૈનો ધન, સત્તા, બળ, બુદ્ધિ વગેરેમા પાછળ પડતા રહેશે અને એક દિવસ જૈનોનુ નામ માત્ર ઇતિહાસના પાનામા રહેશે એવો વખત આવી જશે, માટે શૂરા અને પોતાની માતાના સ્તનપાનને સફળ કરવાની ઇચ્છાવાળા એવા જૈનોએ યાહોમ કરીને જૈનોની ધાર્મિક આદિ ઉન્નતિ માટે ઝુકાવવું જોઇએ. જૈનોના લાખો રૂપિયા અન્યમાર્ગે ખરચાય છે, પણ જમાનાને

અનુસરી હાલ આ ખાબતમા ખર્ચાવા જોઇએ. જ્યારથી જાગ્યા ત્યારથી પ્રભાત ગણી હવે જરા માત્ર વિલબ કરવાનો વખત નથી મુસલમાનો એ અલીગઢ કોલેજમા ધાર્મિક વિદ્યા દાખલ કરી, આર્યસમાજીઓએ દેવલાલીના હમણા ગુરૂ-કુળ ખોલ્યુ છે, તમા બ્રહ્મચર્ય સારી રીતે પળા-વવામા આવે છે, પણ હજી જૈનો ખરા જીગર થી ધાર્મિક જ્ઞાન માટે જોઇએ તેવો પ્રયત્ન કરતા નથી હાલ જે યુવાન્ જૈનો ઇગ્લીશ કેળવણી લે છે, તેઓને ખરી ધાર્મિક કેળવણી આપવામા આવતી નથી, તેના લીધે તેઓ નાસ્તિક થતા જાય છે અમદાવાદ જેવા જૈનોના રાજનગરમા દારૂના સડો પેઠો છે એમ જાહેર પત્રોથી જાણીએ છીએ આથી ભય રહે છે કે દનાળુ પ્રજાની સતતિમા મારૂનો સડો પેસી જાય? શ્રાવકોમા જે આગેવાન ધનાઢ્ય વર્ગ છે તે જૈનધર્મના તત્ત્વો જાણવા પ્રયત્ન કરતો

નથી, તેમ સાધુઓમાં પણ કેટલાક એવા છે કે હાલ ધાર્મીક શી ચળવળ ચાલે છે, તેની પણ ખબર રાખતા નથી. મૂર્તિને નહિ માનનારા એવા સ્થાકનવાસી જૈનોમાં નવી જાગ્રતિ આવવા લાગી છે, ત્યારે સનાતન જૈનો ઉંઘે છે અને પોતાને સત્ય જૈનો કહેવરાવે છે. દરેક શ્રાવકો પોતાનાં છોકરાંને ધાર્મિક શિક્ષણ આપવા લક્ષ આપતા નથી. જો શ્રાવકોની સંખ્યા ઘટી જશે તો તીર્થોની શી દશા થશે તે પણ સમજાતું નથી. હજારો શ્રાવકો અને શ્રાવિકાઓમાં નવતત્ત્વને જાણનાર આંગળીના વેઢા જેટલાં પણ જડી આવવાં મુશ્કેલ છે. કેટલાક શ્રાવકો તો સાધુઓને તોડી પાડી પોતે ધારેલા ગ્રહસ્થ ગુરૂને મનાવવાને પ્રયત્ન કરે છે. શેઠીઆઓ જ્યારે કોન્ફરન્સ થાય છે ત્યારે માંચડાને ધ્રુજાવી નાંખે તેવાં ભાષણો આપે છે, પણ ઘેર ગયા બાદ ત્યાં બોલેલું સ્વપનાની પેઠે ભૂલી જાય



છે, જે શેઠીઆઓ આસ્તિક હોઇ યથાશક્તિ પ્રયત્ન કરે છે તેઓ ખરા જૈનપણાને ચોગ્ય છે

કેટલાક શ્રાવકો બીલકુલ ગરીબ દશામા આવી ગયા છે, તેઓને સારા રસ્તે ચડાવવા કોઇ જોઇએ તેવો પ્રયત્ન કરતુ નથી ધાર્મિક અને વ્યવહારિક કેળવણી આપવાથી સર્વ અગની વૃદ્ધિ થશે, ધર્મ વિના એકલી વ્યવહારિક વિદ્યા ભણવામા સહાય આપવામા આવે તો મુસલમાનોને પણ મદદ કરવી જોઇએ ! જે જૈનો ધાર્મિક કેળવણી લેતા હોય અને ધર્મમા પૂર્ણ શ્રદ્ધાવાળા હોય તેવા-ઓને વ્યવહારિક વિદ્યા ભણવામા સહાય આપ-વાથી શ્રાવકની ફરજ બજાવાય છે ગમે તે જાતનો શ્રાવક હોય, પણ જૈનતત્ત્વનો જ્ઞાતા હોય અને જૈન ધર્મની શ્રદ્ધામા જેના હાડ રંગાઇ ગયા હોય, તેવાઓને આપેલી વ્યવહારિક ધનાદિ સહાય સફળ થાય છે અને તેજ સ્વધર્મવાત્સલ્ય કહેવાય છે

એક દિવસ સકળ શ્રાવક અને શ્રાવિકાઓને

જમાડી નવકારશી કરવામા આવે છે, તેવા માત્રથી ખરેખર-શાસ્ત્રધારે-સાધર્મીવાત્સલ્ય કહે-વાતુ નથી ખરૂ સાધર્મીવાત્સલ્ય તો એ છે કે જેને જૈન બંધુઓની ભક્તિ કહેવામા આવે છે, તદુ વર્ણન શાસ્ત્રોમા સારી રીતે છે લાખો રૂપિયાનો નવકારશીના નામે વ્યય કરવામા આવે છે, તેનો વ્યય જો ધાર્મિક કેળવણીમાજ કરવામા આવે તો જે નામ માત્રથી જૈનો છે તે ખરા જૈનો બની જાય શ્રાવકો ઉજમણાના નામે ધર્મના પુસ્તકોમા જેટલો વ્યય કરવાનો છે તે કરતા નથી અને બીજા કાર્યોમા વિશેષ વ્યય કરે છે, તે જો તત્ત્વજ્ઞાન હો તો તેવુ બને નહિ

કાઠીયાવાડ વગેરેમા કેટલાક જૈનો દુર્બુદ્ધિથી કન્યાઓને વેચી આજીવિકા ચલાવે છે કેટલાક નામધારી જૈનો વૈષ્ણવો વગેરેને પોતાની છોકરી પરણાવી મિથ્યાત્વી બનાવવા આપી દે છે અહો!!! કેવી નામધારી શ્રાવકોની ખરાબ

દશા!!! જો તેઓ જૈનતત્ત્વનું જ્ઞાન પામીને જૈનો બન્યા હોત, તો ગમે તે જાતનો ધંધો કરી ને આજીવિકા ચલાવત, પણ પોતાની છોકરી વેચી પેટ ભરત નહિ, તેમ પોતાની છોકરીને પોતાના અસંખ્ય ભવ વધારવા મિથ્યાત્વી વૈષ્ણવ વગેરેને આપત નહિ. એવા શ્રાવક અને શ્રાવિકા-ઓ તીર્થના સ્થાને જઇ શું ફળ પ્રાપ્ત કરી શકે ? કેટલીક શ્રાવિકાઓને અન્ય ધર્મમાં પરણાવે છે ત્યારે તેઓ ત્યાં અન્ય ધર્મ પાળે છે અને વળી બાપના ઘેર આવે ત્યારે જૈનધર્મ પાળે છે, આવી ગારના ખીલા જેવી શ્રાવિકાઓથી પોતાનું તથા અન્યનું ભલું થવાનું નથી. કેટલાક શ્રાવકો તીર્થ યાત્રાના સંઘ કાઢે છે પણ જૈન તત્ત્વજ્ઞાન શું છે, અન્ય ધર્મ અને જૈનધર્મમાં શો ફેર છે, આત્મા શું છે ? કર્મ શું છે ? તેનું ભાન તેઓને હોતું નથી, તેઓ તીર્થની યાત્રા કેવી રીતે કરી શકશે, તે વિચારવા યોગ્ય છે. શ્રાવકો અને શ્રાવિકાઓ-

એ પ્રથમ જૈનધર્મનું તત્ત્વજ્ઞાન મેળવવુ જોઇએ
યાત્રાળુ શ્રાવક અને શ્રાવિકાઓને તીર્થકરોનું
જ્ઞાન હોવુ જોઇએ, ગુરૂનું જ્ઞાન હોવું જોઇએ
અને જૈનધર્મનુ જ્ઞાન હોવુ જોઇએ ષડ્ દર્શનમા
આત્માનું કેવુ સ્વરૂપ કહ્યુ છે અને વિતરાગદેવે
આત્માનુ કેવુ સ્વરૂપ કહ્યુ છે, તેનુ જ્ઞાન કરવુ
જોઇએ અન્ય ધર્મીઓને જૈનતત્વો સમજાવી
શકાય અવી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ આવી
રીતે તત્વજ્ઞાન પ્રાપ્ત કરીને જેઓ તીર્થની યાત્રા
કરે છે તેઓ તીર્થયાત્રાથી અનેક પ્રકારના વ્ય-
વહારિક અને ધાર્મિક લાભ મેળવી શકે છે જૈન-
તત્ત્વને જાણુનારા એવા શ્રાવકો અને શ્રાવિકાઓને
અનેક રીતે સહાય આપવી તેને સુપાત્રદાન કહે
છે જ્ઞાન વિનાના શ્રાવક અને શ્રાવિકાઓથી પોતાનુ
આત્મહિત થવાનુ નથી અને તેઓ અન્યોનુ
પણ આત્મહિત કરી શકનાર નથી જે શ્રાવક
અને શ્રાવિકાઓ તત્ત્વોનું પૂર્ણ જ્ઞાન કરે છે, તેઓ

